શ્રી.

# પવિત્ર લીલાવતી નાટકનાં

# ગાયનો.

( વેશ્યા વ્યસન નિષેધક. )

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ
મહારાજાશ્રિત.
શ્રી દેશી નાટક સમાજને ભજવવા માટે
આવૃતી ૨ જી સુધારા વધારા સાથે.

રચી પ્રસિદ્ધ કરનાર.
અધ્યાપક કેશવલાલ શિવરામ. પાટણકર

અમદાવાદ.
પાનકોરને નાકે ધાંચાની વાડીમાં
"એંગ્લો વર્નાકયુલર પ્રિન્ટીંગ પ્રેસ"માં
નથુભાઇ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.
સંવત ૧૯૫૨ સને ૧૮૯૬



કિંમત ૦-૨-૦ બે આના

# નોટીસ.

---

હું આ. કેશવલાલ શીવરામ આ ચોપડી ખરીદ કરનારને તથા ચોપડીઓ વેચનારને વિનંતી કરૂં છું કે તેમણે મારી સહી, સીક્કાવાળી ચોપડીઓ લેવી અને વેચવી આ પ્રમાણે નોટીસ આપ્યા છતાં જેઓ પાસે મારી સહી સીક્કા વગરની ચોપડી હશે તેણે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મેળવી છે એમ ગણી તેના ઉપર કાયદાસર ઇલાજ લેવામાં આવશે.

આ ચોપડી આપી છે.

સહી. કેશવલાલ શિવરામ

श्री.

# अर्पणपत्रिका.

## રા. રા. સાંકળચંદ રતનચંદ વકીલ,

### એકત્રીસા સવૈઆ.

શ્રીમાળી જ્ઞાતી પ્રખ્યાતિ, શ્રાદ્ધ સંઘમાં છો સદ્ગ્રહસ્થ;
પાદલિપ્ત પુરની પેઢીમાં, પુન્ય પ્રતાપે થયા પદસ્થ;
ધન ધન સિદ્ધાચળ ધનરક્ષક, દક્ષ પરિક્ષક દીલ ઉદાર;
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહીત કરશો સ્વીકાર;
રતનચંદના રત્ન પુત્ર છો, સમતા સાગર સાંકળચંદ,
સત્ય વચન અમૃત સમ ઉચરી, આપો આપ અધિક આનંદ;
લઘુ વયથી મમ ઉપર આપનો, નિરમળ પરિપૂરણ છે પ્યાર.
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર.
વડીલ વકીલ વિદ્યારસ વેત્તા, વિનીત વિવેકી સુનીતિવાન;
પરમ પ્રમાણિક પ્રૌઢ પ્રાક્રમી, માહાજનમાં છે મ્હોટું માન;
કવિની સંપત્તિના તસ્કરને, દંડાવ્યા દોરી દરબાર;
કરૂં અર્પણ આ નાટક ઉત્તમ, સ્નેહ સહિત કરશો સ્વીકાર.

સંવત ૧૯૫૨ ના પ્રથમ જેઠ વદ ૫

અધ્યાપક. કેશવલાલ શિવરામ.

5354

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# श्री पवित्र लीलावती नाटकनां गायनो.

## મંગળા ચરણ.

નટી— ૧

ૐ હ્રીં શ્રીં શંખેશ્વર સ્વામી; છો અજરામર અંતરયામી. ૐ;
પાવન થઈ પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી;
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
ચરચ સરત, તરત વરત, જય જય જય, ૐ.
શિવ સુત કેશવ કૃત ગુણ ગામી, જે પવિત્ર લીલાવતી જગ નામી
વેશ્યાનું વ્યસન, તજવું તદન, પંડીત પસન, શિયળ વસન,
સજન સજવું, નાટક ભજવું, જય જય જય ૐ—

આનન્દી— ૨

લીલાવતી સમ પ્રિય પતીને તું, રતીગતીથી વશ કરને,
નાટકની તું નિપુણ નાયકા, કર્યે નાયક નટવરને,
રંભ્ય જસજરને, વિજય ધ્વજા કરધરને.

(નેપથ્થમાં) ૩

આમ કામસેના તું, વિરહાનળથી વ્યાકુળ થઈ વારૂ;
નટી—આ વાણી વેશ્યાની, શાણી ચાહીંપી શિઘ્ર જવું સારૂ.

# અંક પહેલો.

**કપટકળા—** ૪

અનંગ રંગને ઇચ્છે,

વિરહા નળથી વ્યાકુળ થઇ વદતી વ્યંગ રંગને—

ખાનપાન ગુણગાન સ્નાનનું ભાન નહી મન ભંગ.

ફીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ રંગને

**કામસેના—**જાણી તને સજાણી શ્યાણી, પુછે પ્રેમ પ્રસંગ;

મતિ કેળવ મેળવ મન મોહન........................

**કપટકળા**......................આ તન તંબુ તંગ—રંગને.

**કપટકળા—** ૫

આરરર આવ્યો જબર જવર આજ,

**કામસેના—**વ્હાલી બોલાવી લાવી? વાલમ વૈદરાજ,

ક—પટ તપાસી નાડી.પ્રેમપેટી ઉઘાડી,જડી સુંઘાડી,ઉગાડે જસકાજ,

સ્નેહ કુસુમ મકરંદ લગાડી દંડક પમાડી રમાડે રસરાજ—આર.

**કામસેના—** ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન૦

મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકૂશ કયાંઇરે—મદન૦

કોકવિચીક્ષણ વિણ વિહ્વળ હું, તુજ મન ગાંડી ગણાઇરે—મ૦

જો સ્વપને સંજોગ બને તો, પોઢું પલંગ ફુલ છાઇરે—મ૦

નિંદ્રા પણ પ્રિય વિણ નવ આવે, કાળજડામાં થાય કાંઇ કાંઇરે

**કપટકળા—**બળાપો ન કર બાળારે (૨) વિચારી કાંઇરે—બળાપો.

અઘટીત ગણીહાને આ કરવું,એમાં છે આપણી કમાઇરે—બળાપો.

**કામ—**જોબનપૂર વણાઇ જવાની, સ્વારથ સગાજ સગાઇરે—મદ

સુમતી— ૭

સુણ સજ્જન સંધ્યા સમય સ્હેલને સારૂ,
ફરતા આવ્યા ફાંકડા જવું કયાં ધાર્યું;
સ્વાર્થદત્ત—અવલોકો ઊગ્યું આગ અપ્સરા આ છે,
ચિત લોહાકરશણ કરે ચમક ચતુરા છે.
સુમતી—દા ચમક પૂનમી લોહ પુરૂષને ખીંચે;
સ્વાર્થ—દ્રષ્ટી અમૃતથી સ્નેહ બીજને સિંચે,
સુમતી—એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,
ફળ ગ્રહણ કરણ ઉત્સુક થયો આ કરમાં.

કામસેના— ૮

ઓ સાહેલી, ચાલ્યા પેલા અલબેલા,
તું સુજને, મેળાવ ઓ વાલમ વ્હેલા;
મુખને મટકે. લોચન લટકે, ચતુર વિચીક્ષણ આજે અટકે;
શું એ સટકે, ડગ ન અટકે,
રમક ઝમક ઠમક. ઓ૦

કપટકળા—

ગણિકા થઈને થા નહિ ઘેલી, મન મોહનની વાતો મેલી;
પૈસાને સંઘર તું પ્હેલી, ચડપ ઝડપ સડપ—તું•

કપટકળા— ૯

આ શું આંસુ કે ચોગાસું આવ્યું આંખમાં,
આલી આ થાળી ખાલી નિસાસા નાંખમાં;
ખરનર ખરનું જર જીવન હું હરણ કરણ હુશિયાર,

વાનર સમ મ્હેં કેં નચાવ્યા, નરવરને નિરધાર —આ૦
ગમ અક્કલ આગળ પાગલ એ, આમ કરૂં આધીન,
ખાઇ ખાસડાં હુકમ ઉઠાવે, દાસ થઇ નિશ દિન—આ૦
કામ—ખરકે વાનર સમ નહીં એ નર કામ કુંવર અવતાર,
તું પાગલ નહીં નહીં પાગલ એ, અહિં નહિં પગ ધરનાર-
આવું અણઘટતું મુજ આગળ ભુંડી ભાખમાં,
કપ—વિષય વિષ ગય મધુર વચનથી, લલચાવું એ લાલ;
પોપટ સમ પટ પકડી પુરૂં, કપટ પાંજરે હાલ-આ૦

કપટકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો આવોને પ્યારા લાલ,
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે, તમને એ.-ઓ૦
આપના નામનો જાપ જપે સ્મર તાપ તપે તન આતુર આલી,
પ્રાણની હાણ સુજાણ થશે અહિ પાણિ જીવાડીએ ચાતુર ચાલી;
કામ છે કામ ભરો ડગ આમ સુકામની વાડી આ ફુલ્લ ફાલી,
અમૃત ક્યારી નાજુક નારી, નિરખી હરખો નાથ;
શેઠ સ્વિકારી, કરો તમારી, સુખી થશો તે સાથ;
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા.—

સુમતી— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે,
તીરછા નયન કરે તન તાણે, પ્રિયચિત્ત વૃતિ કેદ પડીરે.-પ્રેમ૦
આ ગણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહીં ગોખ ખડીરે. પ્રે૦
સત્ય શિયળ નીતિ સંહારણ, મદન ફોજ ચોતરફ ચડીરે. પ્રે૦

કપકટળા— ૧૨

સુકી રકઝક રમણ રસીલા, છાનામાના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી;
આપ કરો ઉપકાર ઉગારી, અમૃત છાંટી અંગમાં.—મુકી૦

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહીં પાઘડી;
મદન રિપુ મરદી મનમોહન, સુંદર તન આપો આલિંગન;
ચતુર પરસ્પર લઇએ ચૂંબન— આવો૦

વિરહ પીડા હવે નાથ નિવારો,
કપટ—સફળ કરો સંસાર તમારો,
કામ—મુકીને ખટપટ આપ પધારો.—આવો

સેજલદે-- ૧૪

સમી સાંજનો ગયો સુમતી સ્વારથીઆની સંગે;
સદાફળ—અરધી ગઇ પણ હજુ ન આવ્યો, આભૂષણ છે અંગે;
આવો કયાંથી તનુજ તારો,
સેંજ—મારો રોયો સ્વાર્થદત્ત નથી સારો;
સ્વા—મને શાથી વગર વાંકે મારો,

સ્વા— ૧૫

વાઘણ મૃગને ઘેરે, એમ શેઠને ગણીકાએ ઘેર્યા.
શું મારૂં ત્યાં ચાલે, પ્રેમ પાસમાં પડયા કામ પ્રેર્યા.

કામસેના— ૧૬

મારો પાવન કરીઓ પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી;
રમ્યા રસીક રસીકાથી રંગ, વીરહ દુઃખ નાથ નિવારી;
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામિનાથ સ્વિકારી;
શરદ ઋતુ સોહામણી, પૂરણ ચંદ્ર પ્રકાશ;
મંદપવનની લ્હેરમાં, વ્હાલા વિલસોછો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા, છાના રાખું છેલ;
કપટ—આ રતિને રતિપતિ તમે, રમી રસીક કરો રંગરેલ;
કામ—તન મન ધન અરપણ કરી, રંજન થઇ દીન રાત;
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત.

સુમતીવિલાસ— ૧૭

પ્રિયા મારીરે પ્રાણથકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીંદુ બિરાજે, મૃગમદનું મનોહારી-પ્રિયા૦
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શ સદા સુખકારી—પ્રિયા૦
નિરૂપમ નારી તને નિરમાવી, ઉર્વશી ગર્વ ઉતારી—પ્રિયા૦
રોજ રહીશ તુજ સમીપ રસીલી, સ્વજન સબંધ વિસારી-પ્રિય.૦

કામસેના— ૧૮

નાથ નવ કરો, વાત ઘર જવાની;
વિરહ ન્હાય, શું વેઠાય, નહિ જવાય, લાગું પાય;
દાસી છું સદાનીરે-- નાથ૦
સુમતી—ફીકર પરહરો, મારૂં વચન માનીરે;
એક જામ જાઉં ધામ, લાવું દામ, આવું આમ,
શું મછી કહેવાનીરે— ફીકર૦

**કામસેના—** ૧૯

વીરહા નળથી બળતી, મુજને મુકી નિજ ઘર નિત જાવું;
ભોગી ભલે પધારો, ખચિત મારે આજ નથી ખાવું—

**સુમતીવિલાસ—** ૨૦

ઘેલી કેમ કરે છે ઘેલાઇ,
ચુકી મુકી તારી ચતુરાઇ, શું મુઝાઇ—ઘેલી૦

**કામ**—સ્નેહ સરસ વિંધાઇ, ચીત ચોરથી ચુંથાઇ;
લ્હાઈ લ્હુઇને લુંટાઇ, મુઓ મદન કરે કહાઇ.

**સુમ**—રસીલી રસીલી જાય શું રડાઈ;
છાનીરે છાનીરે આ નથી ઠગાઇ,

**કામ**—શેઠ સમજી સફાઈ, હજુ જાણો જુદાઇ;
ઝેર પૈસાનું પાઇ, કરો ન્હાય ત્યાં ચડાઈ,

**સુમ**—મુકી દે મુકી દે આવી મુરખાઈ,
આવું છું આવું છું લડીશમાં લડાઇ—ઘેલી૦

**જોઇ—** ૨૧

ભાઈ પટારો કેમ ઉઘાડયો, જોઈ કુંચી બેસારી કેઈ;
સાહેબ બાપા બ્હાર ગયા છે, શું ગુંઝામાં ઘાલ્યું લેઇ.
બધું ઘરેણું ક્યાં લઈ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

**સુમતી—**

ચબાવલા તું ચડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસ બસ તારે નહીં બોલવું, હમણા પાછળ પડશે લાત;
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;

આવ્ય રાંડના હવે અગાવા, બંદાતો આ ચાલ્યા બહાર.

કામસેના— ૨૨

વાલમ આવેરે (૨)આલી જોને આ આનંદ કંદ નંદ નંદ;

મંદ મંદ હસી હસાવેરે—વાલમ૦

ચંદ્રવદન મદન મોહન નયન નિજ નચાવે;

ચતુર ચિત્ત ચળાવે, ઇરક ઔષધી લગાવે,

તાપ સો સમાવે, ભેટું ભાવેરે—વાલમ૦

કામ— ૨૩

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી

સુ-જરાવાર જઇ હાલ આવું અહીં,અધીરી ન થા સત્ય બોલુ સહી

ઘડીએક ઘરમાં નથી ગોઠતું, નથી ચિત્ત વેપારમાં ચેટતું,

કામ-મને પ્રેમ ઓછો દિસે છે પતિ,બીજી કોઇએ શું બગાડી મતિ;

સુમતી—અરે વ્હાલી તું આમ આ શું વદી,............

કામ—.................પધારો પલંગે જવાશે, કદી૦

સદાફુળ— ૨૪

ધર્મ નિતી તજી પણ કદી, નહિં ધમકાવ્યો નામ;

સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ.

સુંદરી કંઈ નથી સુજતું.

સંસારમાં સુત સુંદરી, છુટાં મુકતાં છેક;

પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતા વિશેક; સું૦

સેજ—નિંદાય છે નાત જાતમાં, લુચ્ચો કહે એને લોક;

હલકો પડયો સગાં વ્હાલામાં, વિચાર કરશે શું કોક—

સ્વામિ હવે હું તે શું કરૂં;
જાણવું ને ગણવું ભુલી ગયો, અળગો મુકો આચાર
જાતો નથી જીન મંદિરે, વળી તજીઓ વ્હેવાર—સ્વા૦

લાલચા— ૨૫

આમ વાંક વગર વીરા મારે છે શું,
સોજ—કંઇ તારે વશ પડી નથી ધારે છે શું;
સઽા—વૃદ્ધ માતા પીતાને તું હારે છે શું;
લાલ—ભણી વિદ્યા વગોવી વિચારે છે શું;
સુ—કેમ લાલડી પડી પછાડી,........................
લા—........................જોને માડી ડોળા કાઢી;
બીક બતાવે મને રડાવે,
સુ—લાતો પડશે ત્યારે રડશે,
લા—ઓ બારે ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે-આ,

સોજલદે— ૨૬

અરે આપણા કુળમાં ઉઠ્યો અંગારો, હાંહાંરે ઉઠ્યો અંગારો.
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે; બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં ખુડી નવ બચનારો, હાંહાંરે,
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો, હાંહાંરે.

વારાંગનાઓ— ૨૭

જય જય જય કૌશામ્બી નૃપતિ વ્યાપો જશ દેશ વિદેશ,
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસોજ વિશેષ;
મ્હારાજ—શીરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ;

નીતિની રીતીના ઉપર પ્રીતી, સાહેબીમાં સુરેશ;
કંગાલને ધન માલ આપીને, કૃપાળુ કાપ્યા કલેશ;
આનંદમાં નીત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય.

વિદુષક— ૨૮

સુણો સરકાર (૨) મળી મને નારી નઠારી.
છે લઠ્ઠકારી, મુજને ભારી; પાડતી એ પોકાર; સુ૦
આમેતો આબરૂવાળા, સોમાભાઇ શેઠના શાળા,
મોટી ઝાલી હાથમાં માળા, કુમારજી રાંડના કાળા;
કરે નિત છોકરાં રડારડ—સુણો૦
સ્વામિથી સ્નેહ ન સાંધે, બીજાથી એ દોસ્તી બાંધે;
બરાબર રાંડ ના રાંધે, અરે એને હિચકું ખાંધે.
પછીથી થાય છે પડાપડ— સુણો૦
ચતુરાઇ આંખને ચાળે, ખાઉ બોલી બોલમાં બાળે;
આખો દાંડો ઉંઘમાં ગાળે, છટાદાર છાણ્યાં વાળે,
મારે નિત થાય છે ચડાચડને કડાકડ ને લડાલડ ને હડા
હડને ધડાધડનો તડાતડને બડાબડ—સુણો૦

રાજા— ૨૯

ધીક વ્યભિચારી દુનીઆદારી સર્વે વિસારી,
જાદા નગરશેઠ સાંભળી હું દીલગીર છું ભારી—ધીક૦
રાજકાજના જુઓ કાયદા, શી એમાં સત્તા મારી.
લંપટના આગળ લાચારી—ધીક૦
પરના ખેતરનું વાવેતર, કદી આપણાં ઢોર ચરે;
પરને સજા શકાય ન મારી—ધીક૦
ઝેર હલાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે,

કેનો દંડ કરે દરબારી—ધીક૦
કુળાચાર ગણીકાનો એ છે, એ નથી દરતી અપરાધી;
વૃદ્ધ તમે છો જુઓ વિચારી—ધીક૦

સુભગા— ૩૦

સ્વામીનાથ મારા શીરતાજ, એક વિનતી સાંભળો આજ;
બુદ્ધિશાળી લીલાવતિ વ્હેની, વરવા યોગ્ય ઉમર થઈ એની.
સોમ—આજ પત્ર વેવાઈનો આવ્યો, લગ્ન લેવા વિચાર જણાવ્યો.
સુભ—ત્યારે આજ જોશીને તેડાવો, રૂડો લગ્ન દીવસ લેવરાવો.
સોમદત્ત—ઠીક લગ્ન દીવસ નિરધારી, તારી હુંશ પુરી પાડું પ્યારી;
સુ—આવ્યો દીવસ દીવાળીના જેવો, લક્ષ્મી વાવરીને લ્હાવો લેવો.

કામસેના— ૩૧

કર્યું મમ ઘર પવિત્ર આજ પધારી પ્રભુ;
નમું નર વર હુંડીની લાજ વધારી પ્રભુ—કર્યું૦
સચીવજી સાથ કૃપાનાથ મોટી કૃપા કરી;
હાજર હજુર છું ગુલામ બનારી પ્રભુ.

કામસેના— ૩૨

સુણો સચીવજી ચતુર સુજાણ, છબીલો છોડનારી નથીરે.
પૃથ્વીનાથ માગેતો આપું આ પ્રાણ—છબીલો૦
પ્રેમ ગાંઠ બાંધી છે કરી પ્રયાસ— છબી૦
તમે તોડાવો છો શું બતાવી ત્રાસ— છ૦
મન ગમતાથી મોજ ન મુંકાય— છ૦
જીવ જતાં સુધી જુદું ન પડાય— છ૦
આતું અઘટિત ઉચરી વચન— છ૦

મોટી હોળી સળગાવી મ્હારે મન— છ૦
મ્હારાજ મ્હેર કરી કરો માફ— છ૦
આવો અવળો થશે શું દાનસાફ— છ૦
તમે શીપારસ કરી હશે શેઠ— છ૦
વેસ્યા પાસે લેવા આવ્યા હશો વેઠ— છ૦
રાજન કોપેતો કાપી લે ભલે શીર— છ૦
ચાયતો શુળીએ ચડાવે શરીર— છ૦
નહી નહી આવે આપને આવાસ— છ૦
મુંકી દયોને મૃગતૃષ્ણા જેવી આશ— છ૦

પ્રધાન— ૩૩

કરો છો શું વિચાર, કર્યા વગર ઉચાર.
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર;
નગર શેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પટાવી કોઈ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર;
કરે શેઠજી કરાર, નહી જુદો થનાર,
જાણ્યો જાણ્યો, પાકો તમારો, પ્યાર.

ગાનારીઓ— ૩૪

લીલાવતીએ લખી મોકલ્યોરે, કાગળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચિત થયુંરે, વરવા સદગુણી સુમતીવિલાસ.
વ્હાલા વેલા આવજો—
શરદ પુનમની પદમણીરે, ઝાંખી જોબનવતી જેમ;
દીન કર કર પીડન ચહેરે,
દાખ્યું અંતર આપથી એમ—વ્હાલા૦

પરણીને સર્વ પ્રકારનારે, પુરણ કરશું કોડ;
રામ સીતા સરખી થશેરે, જાણે રતિ રતિપતિ સમજોડ. વ્હા.

ગાનારીઓ— ૩૫

સગાં સ્નેહી સજન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી,
લાડા લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચિત્ત ચતુરાઇથી,
મનડું પ્રેમે પરસ્પર મેળવી, ભલી દુધમાં સાકર ભેળવી;
અન્યો અન્ય ગ્રહણ કરી હાથનું, શુભ ચિંતવી નિત સ્વામીનાથનું.
સ્હાયભૂત થઇશસ હું કાજમાં, પામી મંત્રીનું પદ પતી રાજમાં;
કન્યા એવો કરાર કરી વરી, અગ્ની ચંદ્ર સુરજને સાક્ષી કરી.
પત્નિ આભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કરારરે,
મારા વૈભવમાં તારો ભાગરે બીજાનો તુજ એકે ન લાગરે.
કદી નહી અપમાન કરીશરે. તેના જામીન શ્રી જગદીશરે,
લગ્ન વરત્યાં છે મંગળ ચારરે. કહે કેશવ આનંદ અપારરે,

ગાનારીઓ— ૩૬

ચાલો ગોત્રજને પગે લાગોરે, વરના વાંસામાં પાપડ ભાગો—
માથે મોતીનો મોડીઓ ઘાલીરે, જમણે હાથે નાભણદીવો ઝાલી,
ગાતી વાતી સૈયર સાથે ચાલીરે,મોટી હોંશે વીવાહ વેવાણ મ્હાલી;
કંકુ તીલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હોં મચકોડી,
ધ્રુના તારાના દરશન થાયરે, જોડું અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૩૭

વિસરી જઇશ સખીને, પતિ પ્રેમમાં પડી પુન્યશાળી;
ધર્મ ધર્મ પત્નિનો, કદી વિસરવો નહીં વિનયવાળી;

સાહેલીઓ— ૩૮

સૈયર સુખકર સંસાર, શીયળ ભૂષણ સજીએ;

એ વિણ નીગુણા નરનાર, તનમનથી તજીએ;
પર નર નારી દેહ દીપક પર, પડી પતંગ સમાનરે;
સુજસ શરીર સળગાવી મુકે, કઈક નષ્ટ નાદાન.—
અવર અખંડીત અંગ અનુપમ, નહીં મળે એક નાકરે;
શીયળ વિના એવા સદ્ગુણ સહુ, જેમ સોમલ સંપાક—
વ્યભિચારીને સૌ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતા પડીઆ, મ્હોટા જનને માર.—
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે;
અક્કલમાં અંગારા ઉડ્યા, ધર્મ કરમમાં ધૂળ.—
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શીવસુત કેશવ શીયળવંતના, દેવ સરીખા દાસ.

**સુમતી**—— ૩૯

ચમકી, ચમકી ચતુરા ક્યાં ચાલી, અહીંથી ઉઠીને હાલી;
બેશો, બેશો બેશો શું બ્હીવું, પ્રમદા અધરામૃત પીવું,

**લીલા**——ઉંઉંહું, ઉંઉંહું ઉંહું ઉંહું.

**સુમતી**—..............તજ લાજ પતિ તુજ છું હું.

**લીલા**—અઘટીત અહીં અધટીત અહીં નહીં આચરવું,

**સુમતી**—..............અહીંઆં અંતઃપુર કરવું;

**લીલા**—ઓ સખીયો, ઓ સખીયો, મ્હારી આવી,

**સુમતી**—..................શું સટકી જવું સમજાવી.

**લીલા**——અળગા રહો, અળગા રહોને વળગોમાં,

**સુમતી**—..............બાળા અમથાં બોલોમાં,

**લીલા**—એ આવી, એ આ આવી હું બાઈ,

સુમતી--..............આવી કર નહીં આડાઇ;
લીલા--માજી, માજી બોલાવે મ્હારાં,
સુમતી—..............નહીં ચાલે નખરાં મ્હારાં,
લીલા—માં રગડો, માં રગડો મારગ મેલો.
સુમતી—.................છટ્ટીનો છું ઉખડેલો.
લીલા—આ ઝુલો, આ ઝુલો શેઠ સુધારી,
આજ્ઞા માનીશ તમારી.
સુમતી—તસ્દી, તસ્દી લેવી ન તમારે, આ શેવક સિદ્ધ સુધારે.
માની, માની આજ્ઞા આ મ્હારી, ઠીક છે ઠીક રાંડ ઠગારી.
સુમતી— ૪૦
આ મુગ્ધાની દુગ્ધા, માત પિતાએ મુજને વળગાડી;
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, વ્હાલી વેશ્યાના સોગન ખાધા;
મ્હોટી ભૂલ કરી મ્હેં, હવે ફરી બોલાવાની બાધા.—
ગાનારીઓ— ૪૧
પરણી નવસા કૌશામ્બીએ પધારીયા;વાજાં વાગે જોવાને રઢ લાગે.
સાહેલડી, લાડી લાખેણી લાવ્યો લાડણો.
ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્યાંછે નાણાં તોડી, સા.
રથમાં વહુ વરને ચમર વિંઝાયછે,દીસે ડાહ્યા સેજલદેના જાયા,સા.
જગલાડી વરવહુનું જોડું જોઇને,બેઠી ગોખે ઉંડાનિસાસા નાંખે,સા.
મો—લાલસાહેબને સમજાવે સાનમાં, લલચાવે, ને મોતીડે વધાવે.
સાહેલડા !! શેઠની ફજેતીના ફાળકા.
મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ પ્રેરી.સા

## અંક બીજો.

સુમતીવિલાસ- ૪૨

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંગ આ ખરેખરૂં,
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉછું બળી ઉંઘમાં ભળી
હશે શીંગમાંથી સળી, અહીં હવે નહીં ઠરૂં—આ૦
તજી ખાનપાન, વાટ જોતી હશે જીવજાન,
જાઉં ઝટ એના જાન, સાથે મ્હેં જડયો છે જાન.
નડતી પડતી રડતી છોડું છું હવે છળી—તરછોડી

લીલાવતી— ૪૩

પ્રાણ પતિ પ્રાણ પતિ પ્રાણ પતિરે,
અહિં નથી અહિં નથી અહિં નથીરે;

લીલા- ૪૪

અરે અહીં એકલી મુંકીને મને આમ,
અચાનક ઊઠી કંથ કયાં ગયા તમે;
સ્વામી પ્હેલા સમાગમે આતે શું કર્યું,
સાંભળેલુ મ્હેં જે હતું તે સાચું ઠર્યું;
ખચિત પીયુજી ઊંઘતી જાણી ખસ્યા,
આશરે જાણુંછું વેશ્યા આવાસે વસ્યા.

લીલાવતી- ૪૫

પ્રીય પતિ તમે ઝટ આવો આ સમે,
આપ વિના વિરહ વન્હિ શી રીતે સમે,
વેસ્યા વ્હાલી હતિ પતિતો, નતી પરણવી નાર,
નીંદ્રા મુજને નામ ન આવે, આપ વગર આ ઠાર-

આભુષણ અંબર ભીંજાયાં, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત—
મને બાસકી સરખું ભાસે, શયનભુવન ભરથાર;
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વાર—
કનક વલય કરકડી બરાબર, વર વિણ કેદી વેશ;
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ;
નંગ જડેલી નવિન કંચુકી, બંધન સરખી બાંધ;
બહુ દુઃખ દે છે કામ દરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખતા અંગારા, મણિવર ફુલની માળ;
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જાળ—
કસ્તુરી કંકુ ને કેસર, રસીયા તુજ વિણ રાખ;
પતિ વિણ કોણ કરે પરીપુરણ, અંતરના અભિલાખ.

કામસેના— ૪૬

સખી કેમ ન આવ્યા નાથ હજી, હું તો જોગણ થઉ શણગાર તજી,
દુશ્મન મદન સતાવે નિશદિન, વાર કરે નહીં વાલમજી;
ઝંપાપાત કરૂં ઝરૂખેથી, વધુ વશ થઇ મુજને વરજી.

કપટકળા— ૪૭

આમ શું કરે છે આલી રજતો ધિરજ ધર,
ધર ધર વર ચીવર કર નજર નિરખ વર હરખ ભર.
મીલાવ કર કર— આમશું૦
સ્મર જવર હર સુખકર ધનવંતર, ભરજોબન ભેડી સુંદરવર;
અધર સુધારસ પાઇ પરસ્પર કામ ક્રીડા સખી કરકર—આ

કમસેના- ૪૮

ભલે આવ્યા હર્ષ ભરાણી,
અવધી ઉપર ગઈ એક ઘડી પણ, મેં જુગ માફક જાણી;
સત્યવાદી તમે શેઠજી સાહેબ, હું ગણીકા ગભરાણી;
ધિરજ નહીં અલ્પ ધરાણી— ભલે૦
સુંદર શયન ભવન શણગાર્યું, લાલ હું તો લલચાણી;
પ્યારા પ્રેમ રસ પાઓને પીઓ, મન ગમતું સુખમાણી;
યોવન મદ અશ્વ પલાણી— ભલે૦

સુમતિ- ૪૯

મોહી રહ્યો છું મંદહાસ્યમાં, રસીલી તારા—મો૦
એક રાત્રી રહ્યો નહીં પરણી ઘરણી પાસે,
એકલી મુકી આવ્યો આવાસમાં—રસી૦
આપણે બે ભોગ ભોગવીએ ભોગ એના,
મૈયર જવાની એક માસમાં—રસી૦
કામની તમે કર્યું કાંક મને કામણ,
પકડી જકડી પાડયો પ્રેમ પાસમાં-રસીલી૦
તુજ થકી અધીક કોઈ વિશ્વ નથી વ્હાલું,
પ્રતિજ્ઞા કરૂં છું પ્રકાશમાં-રસીલી૦
વાણુજને વેપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી;
ગાળવી છે વય બાકી વિલાસમાં—રસીલી૦

લીલાવતી- ૫૦

નાથથી નિરાશ થઇ (૨) મુંઝાઇ હું મરં-
લાલથી નથી હું લડી, પ્રાણ વિના લાસ પડી;

મદન ગીધ ચાંચ ચઢી, હાય શું કરૂં.—
વ્હાલા વ્યભિચારી થયા, ઉંઘતી મુકીને ગયા,
એક રાંડ રાખી રહ્યા, ઠામ કયાં ઠરૂં-

સુગુણ- ૫૧

અરે આવડી શું અકળાયરે બેની સૌ સારૂં થશે;
મારા સમજો મન મૂઝાય રે— બેની૰
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઈ કરમાઈ,
મ્લાન દેખીને મૂખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ,
લીલા--કરી નાવલે નાદાની, જશે કેમ જીન્દગાની-અરે૰
સાસમ દેવતા સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતા, તારે વશ થશે ભરથાર,
લીલા-મારી છેડાછેડી બાંધી, કરી પુરી આ ઉપાધી-અરે૰

લીલાવતી- ૫૨

સખી પરભવ પાપ અમાપ કરી હું તો અવતરી,
મને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી,
હશે ભરડયાં સજીવન ધાન અણુગળ પાણી વાવર્યા,
કર્યું મુનિવરનું અપમાન ધરગાદાનાં ધન હર્યા-
દીધી વિઘા ગુરૂજીને ગાળ લેઇ વ્રત ભાગીયાં,
તોડી નાખી તળાવની પાળ જેનાં પાપ જાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્વક જાન લુટી હશેઃ
નિજધર્મ તજ્યો ધરી ગર્વ સખી મારૂં શું થશે—
થઇ પાપી તણી પક્ષકાર ઉત્તમ અપમાનીઆ,
મુકી અળગો શ્રાવકનો આચાર મિથ્યાત્વિને માનીઆ.

કુડી સાખ ભરી સરકાર ખોટાં ખત મેં લખી;
ફેરી દીનજનને દરબાર દૂષે કરીઆ દુઃખી.
આવાં પાતિક મ્હેં તો અપાર કર્યાં હશે પુરવે,
વેશ્યા સંગી મળ્યો ભરથાર અરે મને આ ભવે—

સુગુણ- ૫૩

શ્રીજીન દરશન કરવા જઇએ, કાકી ફીકર ન કાંઇ:
લીલા—ઉઠોને આદેશ્વર મંદીર, આંગી છે સુખદાઈ;-
જીન ગુણ ગાઈ, કરીએ પુન્ય કમાઈ— ૭૦

લીલાવતી- ૫૪

સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે.
સુગુણ—તારા શિયળ પ્રભાવથી બેની, સ્વામી તુજ સારો થશે;
વ્હાલે વાંક વિના વિસારી, નળની જે દવદંતી નારી;
પાછી તે પતિએ સ્વિકારી, તેમ તે તારો થશે.

સદા- ૫૫

લાજ છોડી છેક તેં છટેલ છોકરા,
બાપની તેં આબરૂના કાંકરા કર્યા—
આવી છે દીવાળી હોળી હૈયામાં બળે,
જઉંછું વહુને તેડવા પણ દા'ડો શો વળે;
સેંજલદે—સાસરામાં જાણે છે જમાઇને સહુ,
માટે નહીં મોકલે વેવાઇ તો વહુ;
કરવાને વિવેક લોક લાજથી જવું,
જોઇતો—ગાડી જોડી લાવ્યો ખોટી કયાં સુધ થવું.

સુગુણમંજરી- ૫૬

કીયાં ગાજ્યો કીહાં સડગડીઓ, કીહાં મેઘ તણી પડી ઝડીઓ;

કીહાં ઉદય અને કીહાં અસ્ત, એમ સમજીને મનમાં સમસ્ત;
અમે ડાં'પણુ આપનું જાણ્યું; આવ્યા કરવા અહિંઆ કેનું આણું;
જેમ આવ્યા તમે જાઓ તેમ, ઘેર પુછજો કુશળ ખેમ:

કપટકળા- ૫૭

પીયો પીયો પીયો પીયો પીયો પીયો પીયુ પ્રાણાધાર—
પછી પામો સ્વર્ગનું દ્વાર— પીયો.
લુટો લુટો લુટો લુટો લુટો લુટો, જોબનીયાની બ્હાર—
કર આવ્યો રત્ન અંબાર- પીયો૦
બેશો બેશો બેશો બેશો બેશો બેશો-તખત સરકાર-
કરી માર કટાર પ્રહાર—પીયો૦

સદાફળ- ૫૮

ગભરામણુ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે;
મોટું છે ઘર મારૂં, સાસરીયું એનું સારૂં;
ઘણી સમજણી વહુ છે, તનય તણીરે.-ગભ૦
ગયો લોક લાજેરે, આણું કરવા કાજેરે;
મુજને બહુ બનાવી, વહુને નહીં વળાવી:
શરમાયો વહુની સખીનાં વચન સુણીરે.-ગભ૦
વરસને મહીનારે, વિતી ગયા કહીનારે,
હવે ફરી હું જઇને, કાંઇક દીલાસો દઈને;
લીલાવતીને લઇને, આવું ઘર ભણીરે.—ગભ૦

સ્વાર્થદત્ત- ૫૯

એકની આગળ આળસ ખાય છે, એકને ઉર ઉધાડી બતાવે;

એક કને મુખ મીષ્ટ વદે વળી, એક કને હશી નેન નચાવે;
એકને આપે અલીંગન ચુંબન, એકને જુઠ લઢાઇ લડાવે,
એમ અનેક પ્રકાર કરી જગ રાંડ હરી ધન ધુળ ફકાવે.

**સ્વાર્થદત્ત-** ૬૦

જગત રંડા કને જે જશે, થશે નિરધનરે જશે સુજસ જરૂર
શડશે શરીર કુસંગથી, પંથે પડશેરે થઇ મદીરા મસુર કે,
કોઇ ના પડશો કુછંદમાં-
વિપ્ર વણીક વટલાવતી, ભેળા બેસીરે કરે ભક્ષ અભક્ષ કે,
બેટી ચાસે ખાઇ ખાસડાં, મારી માફક રે મુકે પોક પ્રત્યક્ષ કે;
લોક બનાવે બદામનો, કાઢે કાછડીરે પાડે પાઘડી કોક કે,
કાળુ કરે મુખ મેશથી, હેહે કહીનેરે હશે લોકના થોક કે- કો.

**સુભગા-** ૬૧

દુ:ખી તું દીકરી મારી, શુળી સમ સાસરી તારી,
પીયરમાં સુખપાલ પણ, કામ ન આવે કાંઇ;

**લીલા**—શુળી સાસરીયા તણી, સહન કરી સુખદાઇ;
**સુગુ**—ગુરૂ શિક્ષા સુણી સારી, બધી દીલમાં લીધી ધારી;
**લીલા**—અછતાં આવે આળ અહીં, કરો વૃદ્ધ વિચાર,
સસરા પુજ્ય પીતા સમા, આવ્યા બીજી વાર.
**સોમદત્ત**-અરે વર છે વ્યભીચારી, એથી દુ:ખ ઉપજે ભારી;

**સદા-** ૬૨

સુકુળ વધુ તમે સાંભળો, દુ:ખીયા સસરાની વાતજી,
જો મન ચા'ય તો માનજો; ભાખું છું ભલી ભાતજી,
ઉંડું રે હૃદયમાં આલોચજો (એ ટેક)

ભણતાંરે ભણતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણતાં ચણતાં ચણાયજી. ઉંડું-
ડગલે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી,
સાગર સમ સરોવર વળી ટીપે ટીપે ભરાયજી. ઉંડું-
ઉધમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી,
એમ ઉપાય આરંભતાં, સરવે કાર્ય સધાયજી. ઉંડું-
એથી આવી ઘેર આપણે, કરશો કાંક ઉપાયજી,
ધરમ પસાય થકી થશે, સાસન દેવતા સ્હાયજી. ઉંડું-

**સખીયો—** ૬૩

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે પધારોરે,
ઉક્તી જુક્તી કરી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરો;
**બ્રાહ્મી ચંદનબાલાને શીવા સુલશા સુભદ્રા** શાણીરે,
**પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કૌશલ્યા** વખાણીરે;
**પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપદી રાજુલ દવદંતીરે.**
સતીનાં ચરીત્ર સુણી સૂપવીત્ર ગુણ ગૃહી ગુણવતીરે;
નીત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારીરે,
પછી સારીએ સાસરીયાની સેવરે વીનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરો પ્રથમથી વિચાર કરી કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા કેશવની લેઇને વાચરાએર.

**લીલાવતી—** ૬૪

(સ્વગત) **લાવણી**, શ્રી અજીતનાથ [ એ રાહ. ]

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા ખા'ને;
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ ઝલકાય,વસુ વનમાંય,લાલ વિણ લા'ય, ઉઠેછે અંગે;

શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે
શું કરૂ સુઝે નહિ કાંઇ, ઘણી ગભરાઇ, મરૂં વિષ ખાઇ, પિયુજી પાખે,
નિઃધણીઆતીના ઉપર નજર સૌ નાંખે.
મંગાવું મહીશી ચાર, જોઈ શીકાર, અરે આવાર, કહી સસરાને;
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

**લાલબા—** ૬૫

કરી વેશ્યાની યારી, બેઠા અટારી, પેલા તમારા પ્રાણ,
જાઓ યાઓ મૈયારી, ભાભી અમારી— બેઠા૦
વિંછીનો આંકડો વેશ્યા છે વસમી, જોજો ન થાય જાણ,
જાણશેતો ઝેર આણશે ઝાઝું; કરશે રાંડ રોકાણ;
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— બેઠા૦

**લીલાવતી—** ૬૬

અત્તર મદન અલબેલો, આતો દિશે— આ૦
શરદ પુનમના, સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉં ઝરૂખે ઝુકેલો—આ૦
હું નીરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ૦
ધન ગણીકા ધરણી તલ તુજને, પ્રીય કર્યો મમ પરણેલો—આ૦
ચંદ્રચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ૦
મૈયારી વેશે નહી જાણે, મમ છળ છેલ છબીલો— આ૦

**સાહેલીઓ—** ૬૭

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરીધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે;
ભાવ સહીત ભક્તિથી નિત ભજીએ ભગવાન,

એવા ઉત્તમ ગુણુથી ઉભય સુકુળ અજવાળીએરે. [ટેક]
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે,
પતિ વિણુ પતિના પણુ સદ મિત્રોની સંગાથ- એ૦
નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહીં સુધરી સદ અચારથીરે;
નીરલજ્જ નટખટની સોબત તજવી સુજાત- એ૦
કુષ્ટી કદ્રુપ કુબડો, નિરધન નિરબળ કાય,
મતિહીણુ પતિત પતિ મળે, એ સતીને સુરરાય,
જોડી પગ અંગુઠે દ્રષ્ટી આણુ ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય- એ૦
ઊંચે સ્વરે ન ઉચરવું, મુકિને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહીં, વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શિવસુત કેશવની શીખામણુ અંતર યાદ- એ૦

લીલાવતી— ૬૮

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું.
લ્યો કોશામ્બી નરનારીરે. મીઠડું મહી વેચું મહી વેચું

સુમતી- ૬૯

આ ભરવાડણી અજબ અપાર—અજબ અપાર, દીઠી.અ—
રંભા ચઢી પણુ અધિક રૂપાળી, કે ઉમીઆ અવતાર;
રોશ સમા શિશ કેશ સુસોભીત, શશીવદની સુખકાર;

શુક-સમ નાકે નથની થરકે, અરૂણ અધર નીરધાર;
ચંપક વરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર- આ૦
કેસરી સરખો લંક કટીનો, ભારી નીતંબની નાર-
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકીલ કંઠ ઉચાર.-

**લીલાવતી—** ૭૦

અમૃત સરખું સુખકારી-મીઠડું મહી વેચું મહી વેચું,
લ્યો કૌશામ્બી નર નારીરે- મીઠ૦

**સુમતિ**—મારે મહી લેવું મહી લેવું
આપો મટકી ઉતારીરે- મ્હારે૦
મૈયારી મોહન ગારીરે- મ્હારે૦
ચટપટ ઘુંઘટ પટ ખોલોરે- મ્હારે૦
મહી મુલડાં બગબર બોલોરે- મ્હારે૦

**મૈયારી—** ૭૧

મેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીંરે દહી દુનીઆમાં આવું, સમજુને શું સમજાવું;
જુગતીથી રોજ જમાવું; લ્યો લાલન શું લલચાવું;
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું, ચા

સુ—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કીયે વસનારી;
ભ્રગુટિમાંરે ભુરકો ભાસે ભારી, કહો નામ તમારૂં નારી;
વળી કોણ તમારો વિહારી; સ્મિત હાસ્યથી મન હરનારી;
કે તુજ કુળ કામણ ગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી.

લી—રંગીલારે મારી જાત રબારી, છું રાજપુરે રેહનારી;
હનુઓછેરે મુજ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી;
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાત વીવાની વિચારી, મન મોહનરે હું નવ પરણીત નારી.

સુ–અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા;
લી–નવ સમજુંરે હું ભોળી નવ તેર, મહીશી દુજે મમ ઘેર;
ગોધુછે ગોરસ મારૂં, વડા વાતે બને નહીં વારૂ;
નથી લીધું કાંઈ તમારૂં, હું જઉંછુરે અતિ રતિપતિથી રૂપાળા;
સુ–શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોલે.
લી–અણઘડતારે ઘાટ તમે ઘડશોમાં, આધારો મને અડશોમાં.
સુ–હું આઘો છું અલબેલી, તજ તું ગભરામણ ઘેલી.
મહી મુલ કહો મન મેલી, દીલ હરણીરે શું હવે ડાં'પણ ડહોળો.
લી–રંગરસીયારે,દુરજનથી મન ડરીએ, કહી ભાવ ખરો શું કરીએ;
સુ-ગજગમનીરે મુખથી નજર મિલાવે, નખરેથી નયન નચાવે,
કુમકુમનો ચંદ્ર કપાલે, તલ ગૌર ગુલાબી ગાલે,
ચમકાવે ચિતડું ચાળે, વશ કરવારે તસ વચને અનુસરીએ.
દીલમાં દુરીજનથી ન ડરીએ.
લી–વ્હાલાજીરે શી મન વાત વિચારો, મુજને વઢશે ધણી મારો;
મારગડારે મુકોને મન ગમતા; સુંદર રાખુછુ સમતા.
ઠીકછો અબળા ઠગનારા, કરો આંખ તણા અણસારા.
મ્હેં જાણ્યા વિચાર તમારા, ધારોછો તે સ્વાર્થે નથી સરનારો;
સુમ-- ૭૨

કામણગારી નારી કેહને મને વાત તારીરે,
છેલ છબીલી છબી ફાંટડી, આ દીસે અદભૂત.
ગુણ હીણો ગામડીઓ બુહો એતો બમનો ભુત,–કા૦
ચતુર વિચિક્ષણ તું ચતુરાં ને ધણી મૂરખ સરદાર;
ચંપક વરણી કેમ ચાલે છે ગમારથી ભરબાર—કા૦

લી—ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે—
પગ હેઠળ દાવાનળ સળગે એ અવલોકો આપ;
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—ડા.
નીરલજ નીચ જગતની નારી, આ ગણિકા ગુણ હીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા, પુરણ થઇ પ્રવિણ—ડા૦
સુમતી—મધુર વચનથી કરે હરણ મન સુંદર રસિક શરીર;
કોક કળામાં પુર્ણ કુશળતા......................
લી—......................હરે પુરૂષનું હીર—
બસે લાલ તમાચો મારી મુંખડું લાલ રાખોરે—
અલબેલા ઊત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, વદો બરાબર વાત.
સુમતી— ૭૩
તાબે થયો છું સલુણી તમારા;......................
મૈ—................મ્હોર આપો મન મોહન મારા,
સુ—નાહક આહક નવ ભડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;
મૈ-કૃપણતા શેઠ તમારેતો કરવો, વ્હાલી વેશ્યા તણી હોજરી ભરવી;
દામવિના દહાડો કયાંથી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે;
મૈયારી—વેધક વચન વદો શું વિચારી,......................
સુમતી—................શી મરજી છે સલુણી તમારી;
મૈયારી-આળ કરો નહી વેશ્યા વ્હેમારી, મુકોને હાથ મ્હારો મરડારો,
હું તો અહીં નહીં આવું હવેથી, ઢાંકડેરાવ શી ફોક ફજેતી;
સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નિત્ય બે વખતનો બાંધીએ વારો.

મૈયારી— ૭૪

રીશકણા, રીશકણા, રીશકણા, રીશકણા,
પ્રેમ જાળ, પકડી લાલ, અવળી ચાલ, ચલવો હાલ;
આ મડદાલ, વચમાં સાલ, બગડે તાલ, કરીએ ખ્યાલ,
મુકીને ખલક ખાળ, માનસર આ મરાળ, રંગે રમોને રસાળ.

સુમતી—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે દરશાવે વ્હાલ

મૈયારી— ૭૫

પ્રીતમ આ પ્રમાણુછે, ?

સુમતી—હા હા હા હા.

મૈયારી—ડાકણનું દબાણુ છે, ?

સુમતી—ના ના ના ના;

મૈયારી—ઢોળી પાડી બોલી પ્રેમ પયોદધી,વ્હાલો મારો આ વેચાણુછે,

સુમતી-હા હા હા હા;
તજી ગોબર ઘેબર ગ્રહું, સમજી ચતુર સુજાણ,

મૈયારી—સ્પર્શ કરે આ પદ્મની, ભાગ્ય ઉદયથી ભાણુ.

સુમતી—કરવું સમરપણ સર્વ પરસ્પર,

મૈયારી—પ્રીય શું પ્રથમની પીછાણુ છે;

સુમતી—હા હા હા હા.

મૈયારી— ૭૬

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,

મીઠું તું મનાવી,ફંદામાં ફસાવી, પ્રપંચે પટાવી, ખેલાવીને ખેલ;
ચડાવી ચોળાવી ભીડાવી બનાવી, પૈસા પડાવી છળાવી છટેલ;
હરામી સ્વામી જે હૈયા ફુટેલ, વ્હાલાંને મુકીને વંઠી ગએલ;
તરૂણી તજાવી તું છેડો વળાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ.

કામ— ૭૭

ભીડય ભીડય અલી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;

ક્યા ભવનું તું વાળે છે આ વેર, ધુતારી ધુતવાને આવીરે.
છેલ છબીલાનેછેતરી છીનાળ.ધુ તારૂં કાળુ કર આવ્યો તારો કાળ ધુ.
બોલી મીઠાં મીઠાંકપટ વચન ધુ. કરે મલીન મ્હેતાજી તણું મન.ધુ
તારૂં પોગળ બધું થયું પ્રકાશ. ધુ હવે આવીશ નહી મારે આવાસ.ધુ
મૈ—રાંડ આવીશ રસિક કને રોજ, નફ્ટ ફટ ફટ તનેરે;
તારા મમત ઊપર માણું મોજ, નફ્ટ ફટ ફટ તનેરે.
તારી ખોટી છે પીતળજેવીપ્રીત ન. તુતો માંટી નવનવા કરે નીત.ન
રમે તમારાથી જે પુરૂષ જાર ન એતો જગતનું એઠું જમનાર.ન
તારી ખચિત ખલક ખુંદે ખાટ ન. તારૂ તન તેતો કુતરાની ચાટ.ન
તને અડતાં મનુષ્ય અભડાય.ન. તારા સંગથી નરકે નર જાય.ન

કામ—
કાંકતાળમાં કાલુ મને દેખાય.ધુ.આતો આતો માંટી તારાઢગણી શું થાય.ધુ
મૈ—મારૂં ફોડી નાંખજે તુ હૈયા ફુટ—ન૰
હાહા મારા એ માંટી છે માથુ કુટ—ન૰
કામ—ભુંડી રાંડ નિચ જાત ભરવાડ, ધુતારી ધમકાવે મનેરે—
અહીંથી તારી મહી મટકી ઉપાડ—ધુ૰
સુમતી—બસબસ રાંડ ઝાઝું નહીં બોલ,
આધી રે તારૂં આવી બન્યું રે;
તેતો હાથે કરી ખોયો તારો તોલ—આ૰

સુમતી— ૭૮
માઠું લગાડો તો મારા સમ છે સલુણીરે;
નથી આ નફ્ટમાં એ બદામની કુંણીરે
વચમાં બોલાવ્યા વિના બોલી વઢકારીરે.
નીચમાં તું નીચ વેશ્યા નીરલજ નઠારીરે—

મૈયારી— ૭૯
મહી બહુ વેચાય, અહીં નહીં અવાય,

અપમાન થાય, મ્હારે સદાય;
ક્યાંથી અપાય, નિચ આધીન નગીના
સુમતી--આમ ચતુર નાર, કરી પૂર્ણ પ્યાર, ડર નવ લગાર;
નિત્ય આવ્ય દ્વાર, લે મુક્તા હાર, વળી આપીશ દાગીના;

સુમતી— ૮૦

આજ રંગમાં રંસીલી પ્યારી રાત રહો,
વીસ મ્હોર કાલને પ્રભાત લહો—આજ૦
કટુક વચન કુલટા નહીં બોલે,
આટલું સલુણી સુજાત સહો—આજ૦

મૈં— ૮૧

નગીનારે નેહ નજર કરી આજ;
અહનિશ હું આધીન અલબેલા; પણ નડવાની પીડાજ.
સુ—રે ગણીકાને હું નહીં ગાંઠું, મનથી કરેછો મિજાજ,
રસીલીરે, રાત રહો અહી આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરક્ષાનું કાજ—ર૦
મૈ—હું પણ કોલ કરાર કરૂં પતિ, આવીશ નિત અહીઆંજ—ન૦
હુંરે ભલે ભરવાડણુ સરજી, પુરવ પુન્ય ફળ્યાંજ—ન૦

## અંક ત્રીજો.

કામ— ૮૨

કરમ તણી કથની રે કયાં જઇને કરૂં,
દીલડામાં સળગે દાવાનળ દુઃખનો,
ભરવાડણુ વેરણના ભંભેર્યા થકી;
શેઠ જુએ નહી સ્નેહે મમ સન્મુખ જો. કરમ—
એ[illegible] મઝા માણે છે મારા દેખતાં,
લાજ ન આવે નિર્લજ્જને લવલેશ જો;

અહનીશ એબે જણ રે'છે આણંદમાં

ક્લેશ વિશેષ મને ઉપજે હમ્મેશ જો. કરમ—
છેદે છે મહિયારી મારો છાંયડો,
ક્યો કંથ વશ કરું હવે હું કેમ જો;
બહુ બોલું તો સાડાબાર વરષ તણો,
તુટી જાય તરત પ્રીતમથી પ્રેમ જો. કરમ—

મેયા— ૮૩

અમૃત સરખું સુખકારીરે. લ્યો મન મોહન મહી લાવી;
કા—આ હૈયા શબડી આવીરે, કામણુ દુમણુ કાંઇ કરે;
બદફેલી કરતાં ફાવીરે—કામણુ૦

કેપર— ૮૪

હજુએ નવ આવતી અટકી,
કા—કેમ કરું જશે કાળજુ ફટકી, નથી હઠતી પટકી મટકી-હજુ૦
કપ—રદય નયન રજકણુ સમ ખટકી,....................
કા—..............................છેલ જશે છટકી ત્રટકી,

મૈયારી— ૮૫

અમૃત સરખું સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી;
બળે મનમાં વેરણુ ભારી રે—લ્યો૦
મુ—તુજ દધી દુધ છે ગુણકારીરે, આવો મૈયારી મારી;
જગવલુ રહેશે જખમારીરે—આવો૦
મૈ—મૈયારી મંત્ર ઉચ્ચારીરે, મારું આકર્ષણુ કરવું;
બડબડતી આ બિચારીરે, એક દીન આદરશે મરવું;
ક—ઉભી શું હૈયા ફુટીરે, લીધી તુજ લખમી લુટી;
કા—ખાટી ગઇ મારી ખુટીરે, શું કરવું માથું કુટી—
ફટકણુ ફાટી તું ઝાઝી રે, લોક થકી પણુ નવ લાજી;
બધી હાથ કરી તેં બાજી રે, કર મ્હેતાજીને રાજી—

મૈ—મીઠડા લ્યોને મહી મીઠું રે, કાળજડું ઠંડું થાશે;
આતો નથી અવર અજીઠું રે— કાળ૦

સુમતી— ૮૬

મલપતિ તલપતિ રતિઅતિરે રતિ આકૃતિ
રતિ નથી તું વિસરતી, રતિ—
તેં નવોઢા આરપાર રદયમાં ઉતારી,
સજળ ચપળ ચક્ષુ બરછી ચમકતી રે— રતિ૦

મયા—મીઠાં મીઠાં વચન આમ મરમમાં ઉચારી;
ધાર્યું છે શું ? કયાં સુધી ધરૂં ધૃતીરે—
કાંક મોહની કરી મને રતિપતિ,

સુ—સુખ દાયક લાયક મમ લલના;
જન્મીશું આહેર જાતીમાં જતીરે.

મૈયા—અવળાં કામ કરે વિધી કહેવું શું વધારે;
શું સલુણા આપ યોગ્ય આ હતીરે,
શખ્ય રાખીને રહ્યા તમે રતિપતિ;

સુમ—મધુરી તું રાધીકા સમાન મેણાં મારમાં;
મૈ—કૃષ્ણ જેવી આપ નવ કરો કૃતિરે— કાંક૦
રમે આંખમાં સાપોલિયાં રતિપતિ,

રુપ—છટકતિ છિનાળ છાલ કેમ છોડતી નથી;
કાં—જાને અલી જાને કરૂં છું જતીરે;
કેમ આવતા હજુ નથી તું અટકતી,

સુ—રમક ઝુમક કરતી નિત્ય આવશે રસિલી; રતી૦
મીઠડું મહી વેચું મુખ ઉચરતીરે—

મૈ—પ્રેમ પોથી પઢી પ્રવિણ પ્રાણજીવન પાસે,
સુ—ગણીકા ગમારમાં નથી ગતી રે— રતી૦

**મૈયારી—** ૮૭

હશી વશીકરણુ કરી ભાન ભૂલાવી લાલા;
હર્યા મમ પ્રાણુ નયન બાણુ લગાવી લાલા;
થયો પરિપુર્ણ અરશ પરશ જીહાં પ્રેમ પ્રિતમ,
હયોને કોણુ માત્ર મહી મેં લાજ લુટાવી લાલા. હ૯

**કામસેના—** ૮૮

મહી નથી લેવુરે જા ઠગાઇ તારી;
મીઠું મીઠું બોલી, ખાઇ ગઈ ફોલી,
કપટ આ કેવુરે, જા ઠગાઇ તારી,
**કપ**—નિજઘર ખોયું જગમાં ન જોયું તુજ પિયુ જેવુરે—જા

**સુમતી—** ૮૯

એ જમવા અભિલાખ, સરસ મહી—
માંખણુથી પણુ અધિક મીઠ છે, ધિક આ આગળ દ્રાખ, સ
આની તુલ્યે કદી ન આવે, સાકર આંબા સાખ—સ૦
આ અમૃત સમ ગોરસ આગળ, દાય નહી દુધપાકસ—૦
તું ઇરિષા અગનીમાં અમથી ખુબ બળી થા ખાખ—સ૦

**કામસેના—** ૯૦

મુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ધન માલમતા હરી,
દીલડામાં નવ લેશ ડરી,— મુજને
ના કહેતાં નિત નિત ઘર આવે, જા તુજને નથી શરમ જરી. મુ-
કામ નથી ઘરમાં તમ કેરૂં, આ હું સત્ય વચન ઉચરી. મુ-
નકટાં થઇ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી મુ-
આજ થકી કરો અદીઠ તમારૂ, હું ખોટી આ રાંડ ખરી, મુ-

**મૈયારી—** ૯૧

પ્રાણુજીવન પુઠે પુઠે પધારો, અહીછે એકાન્ત આવાસ અમારો;

કામ ક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો
સુ-તું જોબન મદમાતી મૈયારી, મેં નિરખી તુજ નિપુણતા ન્યારા;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિજારી
મૈ-લાયરી લાલ જવા દ્યો તમારી, હું ગણિકા થકી નથીરે નઠારી'
સુ-જાણ્ય કરીને જગતમાં શું કારણ, હું મધુકર તું તો માલતી મારી.

**લીલાવતી—** ૯૨

આપ કૃપા કરી અમને ઉગારો, બળતી અનંગ અનળ થકી ઠારો;
નિરભય રહો મેમનાથ નગીના, ઘરમાં નથી ને નથી આવનારો. આપ.
રતી અંતર રસિયા રખે રાખો, વિવિધ પ્રકારથી લાલ વિહારો—
ભોગવો સ્વર્ગ તણા સુખ સ્વામી, હુકમ કદી નહીં તોડું તમારો.
પ્રસન્ન કરૂં પ્રભુ પાય પલોટી, મહી માંખણ થકી શરીર સુધારો આ૦

**લીલા—** ૯૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગાં વ્હાલાંને વિસર્યારે. મુગટ—
ક્યાં છે માતપિતાજી તમારાં ક્યાં છે સજ્જન કુટુંબરે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે, સંબંધ તમારો સાચુ બોલો સમ મારારે. મુ;

**સુમતી—** પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારેરે
વેશ્યાની સોબતે તજ્યાં, વગર વિચારેરે
આ નગરીમાં એહ વસેછે, વનિતા પીયર વસેલરે;
વનિતા વનિતા વનિતારે, અનુપ આકૃતિ એની તારે અનુસારેરે;

**લીલાવતી—** ૯૪

મારી સેવર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, કહોતો એહને અહીંયાં બોલાવું;
સુ-સુતો સર્પ જગાડીએ શાથી, અતી અડચણ થાય એમાંથી;
તું છે સૌ સુખદાયક પ્યારી; એનું કામ નથી અહીં નારી.

નિત્ય ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણા બેનું, અહીં શું છે પ્રયોજન એનું;
મૈ-આવું કરીએ નહિ મન કાચું, સાંભળોને કહુ સાચે સાચું;
પ્રીય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ;
મૈયા-ચડી ચોરીએ હાથ દબાવ્યો, નખ દઈને નેહ જણાવ્યો;
તમ સાથ હીંચોળામાં હીંચી, ખશીઆણી પાડી ચીર ખીંચી;
લાગે આટલું તમને અધુરૂં, હજુ બીજી નીશાનીઓ પુરૂં;
મને અરધીએ એકલી મુંકી, ગયા ચતુર પતિ બધું ચુકી;
સુ-થઈ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યા દંપતિ કોડ દીવાળી;
પ્યારી તારોછે પુરણ પ્રેમ, આવી પ્હેલું કહ્યું નહી કેમ;
કર્યો કેમ મૈયારીનો વેશ, નવ જાણ્યું કપટ લવ લેશ;
મૈ-મ્હેંતો જાણ્યું રસિક રીશાળ, પાસે વેશ્યા વિષય વિષ જવાળ;
એથી મૈયારી સ્વાંગ ધરીને, તમને વશ કર્યો કપટ કરીને;
સુ-સત્યવાત સકળ પ્રીયા તારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પ્રતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધીક શાબાશી શી આપું;

**લીલાવતી—** **૯૫**

મનહર મળતાં, મેં મન ગમતું સરવે સુખડું માણ્યું;
જગમાં જોતાં, સ્વામી સમાગમ સમ સુખ અવર ન જાણ્યું. (ટેક)
જીન વચન સુધારસ ચિત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર—
પિયુ માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો;
સંસાર તણો ચલવો સાગો. મનહર૦—

**કામસેના—** **૯૬**

અરે ઓ યાર, થઈ ખુવાર, તેં તીરસ્કાર કરયો;

આંસુ આવાર, ચાલે એ ધાર, ન દીલદાર ઠર્યો;
જઇ આગાર, દાડાચાર, અરે નિજ નાર વર્યો;
આવીતી તે દ્વાર, હતી હુશીયાર, હૈયાનો હાર હર્યો,

**કપટકળા**—તજી દરકાર, કરી વ્યભિચાર, પાછો ભંડાર ભરો;
તને હજાર, મળશે યાર, એ વેપાર ખરો,
સુખી કરનાર, મારો વિચાર, નહિ લગાર ડરો;
બેસી બજાર, હવે કુળાચાર, અંગીકાર કરો.

**કામસેના**— ૯૭

પ્રીતિ પાતરની કરનાર, સરવે મુરખના સરદાર;
નીતિ નીપુણ ગણે નાદાર, પીડા પામે અપરંપાર;
જેની સાથે જવ તલ બાળી, માતપીતા પરણાવે;
એને ત્યાગી નીરભાગી નર, આપણી પાસે આવે. પ્રી०
પતિ સુખ પકવાન સરીખું, તૃપ્ત થયા નહીં તેથી;
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી પ્રી०
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે.
સ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે. પ્રી०

**કામસેના**— ૯૮

ધીઃક કુળાચાર આપણો એવો, સ્વામીનો જ્યાં ન સુમાર;
યાર બોલાવા બજારમાં બેસવું, લાજ મળે ન લગાર—
ચોર જુગારી ઉચક્કાઓ આપણી, પ્રીતી કરે બેશી પાસ;
આપણો ને વળી આપણા યારનો, વિશ્વ કરે ન વિશ્વાસ—
ભભકો મારી ભલે ચૌટામાં ચાલો, ઝાલી ગુલાબના ગુચ્છ,
સદગુણી માણસ સમજે વેસ્યાને, તરણા થકી પણ તુચ્છ;
ઓછી અક્કલની ઉત્તમ કુળની કંઇક, નીચ પ્રસંગથી નાર,

આશા તજને બનેછે વારાંગના, વ્હાલા કરી વ્યભિચાર--
આપણાથી એતો પામે અતી દુઃખ, જ્યારે જોબન તેનું જાય;
કીડાપડે કાહાડનાર જડે નહી, મરવાથી મડદુ ચુંથાય
પરભવ પાપ કર્યા મરી પુરણુ, આવ્યો વેસ્યા અવતાર;
આ ભવમાં પણ અનીક કરી અધ્ર નરકે જવું નીરધાર—
રૂપ—મારી બાન મનમાં ન મુઝાશો, સ્નેહ રહેજો મમ સાથ;
વેસ્યા વેપાર પ્રપંચ બધા તજી, જપશું હવે જગનાથ—

**સેજલદે—** ૯૯

શીયળ સાચવ્યું તેં પ્રીયા સુતની, વધો વેલ તારા થકી કુળની
વધુ શું વદુ ગુણ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂ રહેજો સુહાસણ પણું, સદા સૂખમાં જીવજો તું ઘણું;
કળા કેળવી લાવી તું કંથને, થજો પુન્યશાળી સુપુત્રો તને;

**સુગુણમંજરી—** ૧૦૦

સુખી થજો દેશી સજ્જન સમાજ, ધર્મ પતિનું ધર્મ કવચ ધરી,
અપરાજીત થઈ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાન્ત વિલોકી, સુધરોને સુખ કાજ— સુ૦

**સઘળા—** ૧૦૧

નાટક નવિન રસાળ રસિક રચ્યું ના૦
વહી ગએલા નીજ વાલમને પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—ર૦
લીલાવતી સમ શીયળવતી સતી, માનુની ગુણ મણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ—ર૦
અણહીલપુર પાટણનો વતની, સજનભર રહું હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શીવસુત કેશવલાલ—રસિ૦

# નોટીસ.

હું નીચે સહી કરનાર બ્ર. કેશવલાલ શીવરામ રહે-વાશી હાલ અમદાવાદ ફતાસાની પોળમાં જેનશાળાનો તે તમો બ્રીટીશરાજ્યમાં આવેલાં તથા દેશીરાજ્યમાં આવેલાં તમામ છાપખાનાંના માલીકને તથા મેનેજરોને તથા ચોપડીઓ છપાવનારા તથા વેચનારાઓને આ નોટીસથી ખબર આપુંછું કે મારી રચેલી સંગીત લીલાવતી નાટકનાં તથા પવીત્ર લીલાવતી નાટકનાં ગાયનોની ચોપડીના ગ્રંથ સ્વામીત્વના તમામ હક મેં કર્તાએ મારા સ્વાધીન રાખ્યા છે માટે મારા ગ્રંથ સ્વામીત્વનો હક્ક ભંગ કરી સદરહુ સંગીત લીલાવતી નાટક તથા પવીત્ર લીલાવતી નાટકની ચોપડી તથા તેમાંનો કોઇપણ ભાગ મારી લખીત પરવાનગી વગર છાપવો છપાવવો વેચવો વેચાવવો અગર ભંજવવો કે ભજવાવવો નહિ.

સદરહુ લીલાવતી નાટક જો ઉપર લખ્યા પ્રમાણે જેઓએ કોપીરાઇટનો ભંગ કરયો હોય તેઓએ આઠ દીવસની અંદર મારૂં મન મનાવી માહારા હસ્તાક્ષરની પોચ લઇ જવી આ પ્રમાણે નહી કરો તો મારૂં નુકશાન વસુલ કરવાને કાયદા પ્રમાણે ઇલાજ કરવો પડશે તેના જોખમદાર તમોછો.

તા. ૧૦-૬-૯૬

**લી. બ્ર. કેશવલાલ શીવરામ સહી દ. પોતે.**